# કોટડા (જ.)ની સ્થાપના અને યુવક મંડળનો ઈતિહાસ

કોટડા (જ.) સ્થાપના :- વિ. શાં. ૧૯૦૬ ના. અરલ નાની ગામના વતની, છાભૈયા પરિવાર ના સ્વ. સામા પટેલ, તથા સ્વ. મુળજી મુખીએ જડોદર જાગીરશ્રીની પરવાનગી થી કોટડા (જ) ગામ નું તોરણ બાંધ્યું. જમીન પાણીની સગવડ જોતાં બીજી નુખ વાળા પણ વસવાટ કરવા આવ્યા.

૧૯૦૬ થી ૧૯૧૦ વિ. સાં સુધીના સમય માં વસ્તી વધારો ન જણાતાં આવેલ પરિવાર વાળા બીજે વસવાટ કરવા જવાની તૈયારી કરવા લાગ્યા.

હકીકતથી વાકેફ થતાં જાગીર દાર શ્રી ને ચીંતા થવા લાગી. ભુજ તેમજ અન્ય શહેરો માંથી વિદ્વાન બ્રાહ્મણો તેમજ જ્યોતિષશાસ્ત્રીઓને બોલાવ્યા.

જ્યોતિષીઓએ ગામ ના મુખ્ય હનુમાનજીની ફરીથી પધરામણી કરવાનું સુચવ્યું.

માનનીય સ્વ. વિશ્વનાથ શાસ્ત્રી, (યુ.પી.) ના વરદ હસ્તે ગામને સંપુર્ણ ખાલી કરાવી અને હનુમાનજીની પુનઃ પધરામણી કરાવવામાં આવી. તથા પાયામાં ૧ (સવા સેર) ચાંદીનો કાચબો પધરાવવામાં આવ્યો.

ત્યારબાદ ગામની પ્રગતિ સારી રીતે થવા લાગી. બીજી જ્ઞાતિ, લોહાણા, ભાટીયા, હરિજન, કોળી, મુસલમાન, બ્રાહ્મણ વગેરે આવી રહેવા લાગ્યા.

શિક્ષણની શરૂઆત લોહાણા કેળવણી ખાતાં વતી સ્વ. મોરારજી મારાજ દ્વારા મહાજન વાડીમાં કરવામાં આવી. જે પાછળથી સ્વ. કરસન બાપા ભગતના લીમડા વાળા મકાનમાં લઈ જવામાં આવી. તથા વર્ષો ત્યાં નિશાળ ચાલી.

સ્વ. ભીમજી બાપા ના પ્રયાસોથી સરકારશ્રી તરફથી બસ સ્ટેશન (હાલ)ની બાજુમાં જમીન મેળવી એમના પરીવાર જનો એ મળી એમના વડીલોના સ્મરણાર્થે પાકું મકાન બંધાવી આપ્યું. જે સ્વ. કેશરા હંસરાજ લીંબાણી પ્રા. કું. શાળા ના નામથી આજે પણ ચાલે છે.

આસરે ૧૦૦ વર્ષ બાદ ગામના હૃદય સમા ચોકમાં દાતા તરફથી જમીન મેળવી શ્રી લક્ષ્મીનારાયણ ભગવાન પરિવારના મંદિરની સ્થાપના કરવામાં આવી.

૫૦ વર્ષ પુર્વે દેશના ભાગલા વખતે કરાંચીથી તેમજ સીંધ પ્રાંતથી પરત આવેલા ભાઈઓ તેમની સાથે ગણાં બધાં પુસ્તકો લાવતાં શ્રી ધનજી મેઘજી દિવાણીને ઘેર વાચનાલય શરૂકરવામાં આવ્યું. આ વાંચનાલય પાછળથી સ્વ. લધા પચાણ દિવાણીને ત્યાં લાંબા સમય સુધી ચાલ્યું. વાંચનાલય સાથે યુવક મંડળની રચના આ મકાનમાં થઈ. દરમ્યાન, સ્વ. ભીમજી બાપાના પ્રયાસથી લક્ષ્મીનારાયણ મંદિરની બાજુમાં જૂનાં મકાન ખરીદ કરી તેને તોડી નવું મકાન લોકફાળાથી તૈયાર કરવામાં આવ્યું.

ઈ.સન. ૧૯૫૨માં કચ્છ કલેક્ટર શ્રી ટી. એલ. શેઠના વરદ હસ્તે સ્વ. શ્રી દુલેરાય કારાણી, મુખ્ય યજમાનની હાજરીમાં નવું વાંચનાલય ખુલ્લું મુકાયું.

હાલ યુવક મંડળ સમાજ ઉપયોગી પ્રવૃત્તિઓ, શિક્ષણ પ્રોત્સાહન, રમતગમત પ્રોત્સાહન, શીવણ કલાસ, કોચીંગ કલાસ, વાંચનાલય વગેરે પ્રવૃત્તિઓ ચલાવી રહ્યું છે.

કુમારશાળાની પાછળ પાટીદાર સમાજ વતી શ્રી સ્વ. ભીમજી બાપાએ વિશાળ પ્લોટ સમાજવાડી બનાવવા માટે ખરીદ કરેલો જેમાં આજે કચ્છભરમાં શ્રેષ્ઠ એવી સમાજવાડી, શ્રી શામજી બાપાના માર્ગદર્શન હેઠળ ૧૯૮૩માં તૈયાર થઈ જતાં અવનવી પ્રવૃત્તિઓથી ધમધમી રહી છે.

દિવંગત વાલદાસજી મહારાજશ્રીના આદેશ અને માર્ગદર્શન હેઠળ બસ સ્ટેશનની બાજુમાંજ શ્રી શામજીબાપાના માર્ગદર્શન હેઠળ વિશાળ બે મંજલા મકાન લોકફાળાથી બનાવવામાં આવ્યું, જેમાં હાલ કન્યાશાળા તેમજ હાઈસ્કુલ ચાલે છે. હાઈસ્કુલ માટેના પ્લોટની ખરીદી પણ થઈ ગયેલ છે.

બસ સ્ટેશનેથી ઉતરી ગામમાં પ્રવેશતાં પ્રથમ સુંદર પ્રવેશ દ્વાર/ચબુતરા નાં દર્શન થાય છે જે સ્વ. હીરજી કેશરા લીંબાણી પરિવાર વતી બંધાવી ગામને ભેટ અર્પણ કરેલ છે.


સંકલન કર્તા

શ્રી વિશ્રામભાઈ હંસરાજ ધોળુ

શ્રી કાન્તીલાલ વાલજી રામાણી



વર્ષ ૧૯૯૪માં છપાયેલ પુસ્તિકામાંથી લીધેલ છે